# हृदयरंग.

## પ્રથમ કિરણ.

રચનાર

ભાઈશંકર કુબેરજી શુકલ,

મોરબી.



અમદાવાદ.

યુનીયન પ્રીન્ટીંગ પ્રેસ કંપની લિમિટેડ.

સંવત્ ૧૯૬૩. સને ૧૯૦૬

કિંમત ૭ આના.

# પ્રસ્તાવના.

હૃદય-ચન્દ્રથી ઉત્પન્ન થઈ, સુમુદિત ચિત્ર-ચન્દ્રિકાથી શોભીત થઈ, વિરંગી કાવ્ય-પ્રતિભાઓનું આ કિરણ સુજ્ઞ જન-હૃદય-કમલ પર પડો એવી મારી ઇચ્છા છે.

સાહિત્યવિલાસીને આ પુસ્તક પ્રીય થાઓ એવી મારી અભિલાશા છે, અને ગુર્જર સાહિત્ય ઉત્કૃષ્ટ દશાને પ્રાપ્ત થાઓ એવી મારી પ્રાર્થના છે.

इत्यलम्.

લિ. શેવક,

ભાઈશંકર કુબેરજી શુકલ.

## સમર્પણ.



મનને સુખ શાન્ત શીં રીત મળે,
ક્ષણુ એક નિરાન્ત મળે; ન મળે;
ગૃહકાર્યથી જાય ગુંથાઈ બહુ,
અવકાશ સમે પણુ ચિન્ત ધરે. ૧

કદી કાવ્ય વિચાર વિના મનને,
નહીં કોઈ વિચાર જરા સુખ દે;
મુજ કાવ્ય વિષે જન કાંઈ કહે,
નહીં લેખી ઉરે કહું હું મનને. ૨

" નિશદીન રહે મચીને લચીને,
" ક્ષણુ એક ન ઓળવ દુઃખ-ભવે;
" કવિતા-ગુણમાં રસીલું બનતું.
" ભવ વ્યાધિ ઉપાધી મુકી દુર તું. ૩

" મન ! તું સુખ આ રીતથી ધરજે,
" મન ! કાવ્ય સમક્ષ કરૂં તુજને;
" અળગું ક્ષણુ એક ન તેથી થજે,
" તુજને કરૂં કાવ્ય સમર્પણુ રે. " ૪

ભાઈશંકર કુબેરજી શુકલ.

---

# અનુક્રમણ.

॥ ૐ ॥

# हृदयरंग.

---

## પ્રથમ કિરણ.

---

### અભિનન્દન.

વસન્તતિલકા.

વન્દું પડી પદ પુનીત સરસ્વતિના,
અંકાય આ હૃદયના પટ સ્પર્શ થાતાં;
જે સ્પર્શથી સકલ વિશ્વતણો પ્રકાશ,
કોરાય છે હૃદયમાં કરી દિવ્ય ભાસ. ૧

દેવિ ! સરસ્વતિ ! નમું તુજને ફરીને,
તારા પુનીત પદની રજ સ્પર્શવા દે;
હા ! દિવ્ય તે રજવડે મન શાન્ત થાય,
તે સંગ્રહું હૃદયમાં પ્રભુને મળાય. ૨

આ દિવ્ય છે રજકણો મુજ હસ્ત માંહે,
છાંટું અરે! પ્રિય! તને શુભ દીન આજે;
કુમ્કુમ ગુલાલમય આ રસ દિવ્ય છાંટું,
તારા મનોરથ ફલો પ્રિય! એ હું માગું. ૩

---

## ભારત ભૂમિને સાંત્વના.

### વસન્તતિલકા.

શાને કરે રૂદન તું મમ વ્હાલિ! માતા!
તારા સુતો નિરખ આ તવ અંક સૂતા;
આધાર ધારી તવ પ્રેમતણો અશંકા,
જોને પડયા જગવ તે સહુને તું ધીરા. ૧

તેને નથી ખબર શું દુઃખ આવવાનું,
તેને નથી સમજ શું દુઃખમાં થવાનું;
નાદાન બાળક પડ્યા ધરી ઘોર નિદ્રા,
તેને હવે જગવ તું ત્યજી શોક મુદ્રા. ૨.

આવ્યો હવે સમય દુઃખતણો સમીપ,
તોયે ન આળસ તજે થઈ સજ્જ વીર;
ચાલ્યું ગયું સકળ રાજ્ય સ્વપુત્રનું આ,
શક્તિ રહી નહીં જરા તવ પુત્રકો માં. ૩

જાણું અરે રૂદન કારણુ સર્વ તારૂં,
કિન્તુ હવે કયમ મળે ? ગત તે વિસારૂં;
ખોઈ સૂતા તવ સુતો નિજ વંશ સત્તા,
સ્વાતન્ત્ર્ય મુકી પર તન્ત્ર થયા બિચારા. ૪

એવી દશા લહી તને અતિ દુઃખ થાતું,
ધારી તથાપી અહીં ધૈર્યજ શાન્ત થાતું;
ઉત્કર્ષ થાય તવ પુત્રતણો કદાપિ,
ઉદ્યોગ યોગ સુકળા યદિ હસ્ત આપી. ૫

"રે વત્સ ! શીઘ્ર ઉઠ તું ધર વીર્ય શૌર્ય,
શાને ગુમાવી રખડે તવ દેહ મૌર્ય;
શંકા મહી લપટીને અતિ તું લુંટાણો,
ઉદ્યોગહીન બની તું નહીં કૈં કમાણો." ૬

આવું વદી જનનિ ! નેત્ર હવે ઉઘાડ,
નિર્વીર્ય સુપ્ત તનુને મથીને જગાડ;
ઉદ્યોગી થાય જન એ કર પ્રેરણા તું,
હે માતૃ ! ભારત ! ધરા ! મમ શાન્ત થાતું. ૭

તારે શિશૂ રૂદનથી અટકાવવાને,
આનન્દથી કરવી વાત રમાડવાને;
તેથી સહર્ષ બની પુત્ર સવીર્ય થાશે,
રોવાથી માત્ર નહીં કષ્ટ કદાપિ જાશે. ૮

સીમા ન હોય! સમઝું તવ દુઃખ કેરી,
દારિદ્રય તાપ ગૃહમાં મતિ દેય ફેરી;
રે ધાર ધૈર્ય કદી જો સુખ કાળ આવે,
પાળે પિતા ન ભય તે સઘળા હઠાવે? ૯

વન્દુ તને વિનવિને મન શુદ્ધ રાખ,
વિશ્વેશ રૂપ ગુણમાં નિજ સ્નેહ રાખ;
વિશ્વાધિપાલ રિઝતાં ભયમૂલ જાશે,
આનન્દ ભારત મહીં સઘળે છવાશે. ૧૦

---

## જરા ગ્રસ્ત પુરૂષને શિક્ષા.

### ગઝલ.

લીધા તેં જગતમાં લ્હાવો, ત્રિયાના તેં ભજ્યા ભાવો;
ગણાયો ગામનો રાણો, હતો શોખી શુરો શાણો. ૧

કમાણો દ્રવ્ય ભવ આખો, મીંચીતેં દાનથી આખો;
દૃગે દીઠી ઘણી ભામા, ઘણી તેં ભોગવી રામા. ૨

અરે તેં દ્રવ્ય ઉડાડયું, ગુણીકા ઘેર ગુમાવ્યું;
પ્રભાતે ચાહ પીધો તેં, ઘણા મિત્રો મળી પ્રીતે. ૩

સુખદ આરામ લેવાને, ગયો ઉદ્યાન રે'વાને;
ફર્યો તું શે'ર ને શહેરો, લીધા પેઢી તણા શેરો. ૪

રમ્યો ક્રીકેટ નિશ્ચિંતે, પીધાં દુધો કઢેલાં તેં;
શયન આગારમાં સૂતો, કુસુમની વાસના લેતો. ૫

પ્રિયાને ચુમ્બનો લેતો, સુવાડી અંકમાં સૂતો;
બધી રાત્રી રમ્યો રંગે, મનોહારી પ્રિયા સંગે. ૬

ધર્યા પોશાક તેં સારા, તજ્યા માતા પિતા તારાં;
અતિ ગર્વે વધ્યો વેણ, સુખી હુંથી વધુ કોણ. ૭

થયો સંગીતનો શોખી, ગયો નાટ્યાલયે ચોકી;
મુખેથી ધુમ્રના ગોટા, ઘણા કાઢ્યા બની મોટા. ૮

થયો હા! મસ્ત દારૂમાં, પીધા પ્યાલા ઝનુનોમાં;
ગુમાવી ગાંઠ આ રીતે, ગણ્યું તેં સુખ આ રીતે. ૯

પડ્યો હેઠો હવે ભાઇ, જરા આવી મળી ધાઈ;
દશા આ શી છે દુઃખદાઇ, મળી તુંને જરા બાઇ. ૧૦

વિલાસો પૂર્વના આજે, સ્મૃતિ માંહે બહુ ગાજે;
જરાથી આ તનુ તારૂં, થયું છે દુબળું કાળું. ૧૧

ઉભું અસ્થિતણું ખોખું, થયું મોઢું અરે બોખું;
નથી શક્તિ ઉભા થાવા, ધ્રુજે છે દેહરે હાવાં. ૧૨

ગયો ક્યાં તાહરો શોખ, હવે ભોંયે પડ્યો રોશે;
જરા છે સર્વથી બુરી, જુવાનીની ખરી છુરી. ૧૩

જુવાનીમાં ભુલ્યો ભક્તિ, ઘણા લાવો લીધા ઝુકી;
પ્રભુનું નામ ધારી લે, હજી નામો હરિનાં લે. ૧૪

હવે નિરાન્ત રાખીને ભજી લેને પ્રભુ પ્રેમે;
જરાનું દુઃખ તો જાશે. ભજન જો નાથનું થાશે. ૧૫

ઘણાં વર્ષો સુખો લીધાં, જરા આવી હવે બીધા;
બહુ દુઃખી થયો તુંરે, ગળ્યું તુજ અંગ તે જોને. ૧૬

તજી દે જીવવા આશા, સહી લે દુઃખની પીડા;
મુકી દે તું ઉપાધિને, પ્રભુમાં નેહ રાખી રે. ૧૭

---

## ગૃહીણી.

### તોટક.

જનનિ ! તુજ સુત શ્રીમંત રૂડા,
ગુણ જ્ઞાન ભર્યા, હરિ ભક્ત ઘણા;
પરમારથ પ્રેમી મનુષ્ય ભલા,
જનનિ ! તુજ તેહ શ્રમે વિકસ્યા. ૧

શિશુ શાન્ત કર્યા શશી સુન્દર શાં,
અમીપૂર્ણ સુઅન્નથી પૂર્ણ કર્યાં;
સુખ ખાટ સજાવી શિશું શમવ્યા,
મુખથી મધુરાં કંઇ ગાન કર્યાં. ૨

પતિ આવી સમર્પણ પ્રેમ કરે,
ભવ વ્યાધિ ઉપાધિ બધી વિસરે;
રજની મહીં રે રમણિ! તું થતી,
પતિ અંક સજાવી વિલાસ વતી. ૩

કરતી કંઈ વાત પ્રમોદ ભરી,
ગ્રહ-કર્મ તણી ભવ ભાર ધરી;
વડીલો સહ કેમ વિવેક કર્યો,
વળી અન્ય જનો સહ સ્નેહ ધર્યો. ૪

"બહુ વીકટ માર્ગ ગણો મનનાં,
"મનની નહીં માળ ગુંથાય કદા;
"મુજ દોષ વસે ઉર અન્ય કદી,
"ન ટળે ન ચળે ઉરથી ઉખડી. ૫

"પતિ! હો બહુ દોષ કદી મુજમાં,
"વડીલો પ્રતિ પ્રેમ ન ક્ષીણ હુંમાં;
"ગૃહ જાળ વીંટાય વિશુદ્ધિ ઉરે;
"વ્યવહારી શું દોષ દૃગે ચઢશે. ૬

"પ્રભુને ભજવા શુધ ચિત્ત કરી,
"સહુ લોક પરે મમતા કરવી;
"વડીલો તણું સેવન રોજ કરી,
"વદવું પ્રભુને કર સ્હાય હરિ!-" ૭

વદી આમ મધુર મધુર ગિરા,
ઠરતી પતિ અંક વિષે પ્રમદા;
રજની પળમાં એમ વીતી જતી,
ગૃહીણી મળતાં સુખ ધન્ય પતિ. ૮

---

## મૈત્રીબળ.

### મન્દાક્રાન્તા.

પ્રેમારણ્યે બહુ રડવડયા કૌરવાદિ કરોડો,
કો ના ઉભા બહિર પ્રિયતા ધારતા જે મનુષ્યો;
ગાઢી જેને અપ્રતિમ હતી પ્રેમની ગાંઠ ચિત્તે,
કૃષ્ણાર્જુન અડગ નિસર્યા દુશ્મનો સંહરીને. ૧

સાધી કૃષ્ણે સમર સમયે સખ્યતા પાર્થથીજે,
ભીષ્મ દ્રોણે અજીત વીરતા ત્યાગી દીધી નમીને;
સર્વ સ્થાને વિજય કરતા કૃષ્ણ અર્જુન સે'જે,
તે તો જાણો અદભુત બળ મિત્રતાનું નકીરે. ૨

કૃષ્ણે કીધું પ્રિય નરકને સારથી કાર્ય નીચું,
યુક્તિથી તો વિજય કરીને પાર્થનું કાર્ય સીધ્યું;
પાંડુ પુત્રો પ્રિય ગણી પ્રભુએ અનુમૃત્યુ આપ્યું,
મૈત્રી આવી જીવશિવ કરે ધન્ય તે દિવ્ય સખ્યમ્ ૩

---

# ઉનાળાની સાંજે સરિતા તટ.

## ઉપજાતિ.

નિદાધમાં વાયુ પ્રચન્ડ વાય,
રવિ તપ્યેથી બહુ તાપ થાય;
સાંજે સરીતા તટ રમ્ય લાગે,
સમીર જ્યાં શીતળ સુખ આપે. ૧

ધિમે ધિમે વારિ તરંગ કૂદે,
પડે કિનારા પર ઉછળીને;
દિસે અતિ સ્વચ્છ સલીલ ગ્રીષ્મે,
ઠરે જનોના નયનો અતીશે. ૨

મધુર આવે રવ વાયુ કેરો,
સરીતના નાદ વીષે મળેલો;
અગાધ વારી ભર્યું જે નદીમાં,
બને શું નેત્રોત્સવ ખૂબ જોતાં. ૩

અસંખ્ય પક્ષી યુથ ત્યાં ભરાતાં,
ભરી જળે ચંચુ મુદીત થાતાં;
તપેલ પાંખો ખુબ બોળી ન્હાતાં,
કરી બહુ કિલ્કિલ શબ્દ પ્યારાં. ૪

વિચિત્ર ગાથા કરતાં શું હેતે,
વિશુદ્ધ શું! પ્રેમ જણાય ત્યાંહે;
રહ્યો હું નીર્ખી ખગ ક્રીડનારે,
થતો મને હર્ષ વિનોદ ત્યારે. ૫

દીસે પ્રતિબિમ્બ શું વ્યોમ કેરા,
વિવિધ રંગો જળમાં જણાતાં;
કુદે તરંગો સહ બાળ ચન્દ્રા,
પ્રસન્ન થાયે મન નિર્ખતા આ. ૬

પછી દીઠી સુન્દરીઓ ઘણી ત્યાં,
વિનોદ કર્તી ઘટ પૂરતી ત્યાં;
ઘણી જતીતી કરી હાસ્ય ક્રીડા,
ઘણી મચીતી બહુ વાતુઓમાં. ૭

વિનોદ આવો સરિતા તટે છે,
દુઃખી નરો દુઃખ ત્યહાં ભુલે છે;
ખરે સરીતા તટ ગ્રીષ્મ કાળે,
સમર્પશે સુખ સહુ જનોને. ૮

---

૧૮૮૩



# વ્યભીચારીને બે બોલ.

## ઉપજાતિ.

પ્રિયા મળી પ્રેમ વિલાસવાળી,
કૃષોદરી સુન્દર વર્ણી બાળી;
ભણેલ વિદ્યા સુવિવેક વાળી,
પતિ તણો શોક શમાવનારી. ૧

દીપાવતી જે ગૃહ કેરી શોભા,
ગણાય છે જે ગૃહ દેવી રામા;
મળેલ આવી યુવતિ તજીને,
પરસ્ત્રી આસક્તિ કરે નરો જે. ૨

તજી પ્રિયા હા! પરણેલી નારી,
પતિ કરે પ્રીત પરસ્ત્રી ભાળી;
ઘણા ઘણા તે જનને ધિકાર,
પતીત છે તે જનના વિચાર. ૩

રહે સદા તેમની નીચ વૃત્તિ,
ગણે બધી નારી વિકારવાળી;
જો સુન્દરી નીકળી દૃષ્ટિ પાસે,
કટાક્ષ ઝીણા બહુ વાર નાંખે. ૪

પતીત આવા પુરૂષો ઘણા છે,
અરે પ્રભુ ! શાસન તેમને દે;
સુનીતી વાળી યુવતિ નિહાળે,
ધરે બુરો હા ! કુવિચાર ચિત્તે. ૫

અરે વ્યભિચારી ! ઉરે વિચાર,
સ્વનારિમાં પ્રેમ વિશેષ રાખ;
દુઃખી થશે પાછળથી તું પાપી,
પરસ્ત્રીમાં પ્રેમનું સુખ નાંહી. ૬

ગુમાવશે દ્રવ્ય અને સુકીર્તિ,
ખુવાર થાશે પરનારી પ્રેમી !
વિચાર સારો મન માંહી રાખ,
પરસ્ત્રીમાં દૃષ્ટિ બુરી ન રાખ. ૭

---

## સંસાર સરિતામાં પડેલા જીવાત્માનો અનુભવ.

### ઉપજાતિ

અલભ્ય પામ્યો નર દેહ રૂડો,
દીઠો ઘણો અંતર મેલ ઉંડો;
નવીન વારી થકી જે પ્રમત્ત,
તરંગીણીને નિરખું સમક્ષ. ૧

વર્ષાઋતુમાં સરિતા ગયેલો,
દૃષ્ટિ જતાં ત્યાં મમ ધર્મ ભૂલ્યો;
શરીરનો મેલ હું કાઢવાને,
ગયો સરિતા તટ પાસ વેગે. ૨

ફરી ગયો હું સરિતા નિહાળી,
જે ટાળશે આ ઉર મેલ ભારી;
પડયો સરિતા મહીં દોટ મૂકી,
સુઝી નહિ આન્તરની અશુદ્ધિ. ૩

ત્યાં હું નિહાળું ગિરિ ઉચ્ચ જેવા,
બરાડતા કેશરી સિંહ જેવા;
ઊંચે તરંગો ઉછળે તપેલા,
મત્સ્યો બિચારા ઉછળે અધીરા. ૪

તરંગના માર સહે બિચારા,
અને વળી દુશ્મન ભક્ષ થાતા;
પ્રકાશતી વિધુત અગ્નિ જેવી,
સુણે ધ્વની મેઘ તણો ભયેથી. ૫

તિમિરથી લિપ્ત હતી ત્રિયામા,
તરંગના ઘોષ જતા વનોમાં;
અનિલ સાથે ઘુઘવે તરંગો,
ગાજી રહે છે વન ક્ષેત્ર દેશો. ૬

ગભીર રાત્રી દિક સર્વ ભાસે,
હા રાક્ષસીઓ મુજને સતાવે;
તટ દ્રુમો ભૂતની પેર ભાસે,
અનીલ સાખ દ્રુમની હલાવે. ૭

સામા દિસે કજ્જલ કોષ જેવા,
મહિધરો નાદ થકી ભરેલા;
જ્યાંથી ધસે છે ધ્વની સાથ વાયુ,
પ્રસારતો શૈત્ય ભયે ધ્રુજું હું. ૮

પ્રચંડ વાયુ દુઃખ દે ફરેલો
ધ્રુજાવતો તે મુજને ખીજેલો;
દુઃખી રડું હું નહિ પાસ વસ્ત્ર,
લાગે શરીરે ખૂંચતા શું અસ્ત્ર. ૯

અસહ્ય કાળા શર મેઘ લાગે,
આવા સમા દુઃખદ તીર લાગે;
પેસે શરીરે નહીં પાસ વસ્ત્ર,
ધ્રુજું હું તેથી ખુંચતાં શું શસ્ત્ર. ૧૦

વસ્તુ તણાતી નદી માંહી દેખું,
આવે ગયેથી સુખ નાહી દેખું;
ઘડીક આવે ક્ષણમાંહી જાયે,
નેતા તરંગો હરખે રમાડે. ૧૧

વિચિત્ર વસ્તુ ફરતી વિરંગી,
થાયે અપેક્ષા ગ્રહવાની જોઈ;
પાસે મલ્યે હું બહુ હર્ષ પામું.
ને લુપ્ત થાતે બહુ ખેદ પામું. ૧૨

મોજાં મહી સુન્દરી વૃન્દ દેખું,
વાંસે પડેલા નરનું ન લેખું;
ફરે કુદેડી મળી ગાન ગાય,
નાચે કુદે ને હસતીય જાય. ૧૩

ત્યાં રાસ લેતી સખી સર્વ સાથે,
સ્વચ્છન્દ સર્વે ફરતી પ્રમોદે;
પતિ નિહાળી ધરી મૌન ચાલે,
પુંઠે હસે ને પછી મોદ પામે. ૧૪

પતિ-તરંગો ફરતા સ્વચ્છંદી,
સાથે સ્ત્રીઓ લૈ રમતા કુચ્છન્દી;
કલત્ર સર્વે પ્રિય શબ્દ બોલે,
કરે બહુ મશ્કરી શું હસીને. ૧૫

ક્ષણે સ્ત્રીઓ તો પતિને પછાડે,
ચડી જતી પીઠ પરે પતિને;
સક્રોધ શબ્દે તજતિ પતિને,
ક્ષણે હસીને પ્રિય શબ્દ બોલે. ૧૬

તરંગ સાથે મળતા સપ્રીત,
અને વળી સૌ બકતા સક્રોધ;
મારી પછાડા કરતા લડાઇ,
ક્ષણે વળી તે રમતા ભરાઇ. ૧૭

વિચિત્ર આ સર્વ વિરુદ્ધ દેખી,
હું ખેદ પામું મમ ધર્મ ભૂલી,
રહ્યો હજી હું દુઃખમાં ડૂબેલો;
કાંઈ ન સૂઝે દુઃખથી ભરેલો. ૧૮

ધ્રુજુ હું ને સૌ ધ્રુજતાં ભયેથી,
અઘોર રાત્રી દુઃખદા થયેથી;
અતિ દુઃખી હું દુઃખ સર્વ દેખી,
વિચારમાળા ગ્રહ તો પ્રીતિથી. ૧૯

શું રે ! થવાનું નહી કાંઈ જાણું,
શું દુઃખ છે એ જરી ના પ્રમાણું;
શા કાજ માટે અહીં હુંજ આવ્યો !
શું કર્મ મારૂં પ્રભુ હું ન લાવ્યો. ૨૦

વૃથા ! પડયો આ સરિતા મહિં હું,
થયું શું જો સ્વચ્છ શરીર મ્હારૂં !
વિકારનો ત્યાગ ન થાય ચિત્તે,
મળે નહિં સુખ કદિ જનોને ૨૧

અહીંથી આજે નિકળું હું બ્હાર,
બતાવશો માર્ગ પ્રભુ ! દયાળ!
તરી જવા હિંમત ખૂબ આપ
તું હાથ ઝાલી ઝટ ખેંચી કાઢ. ૨૨

---

## લક્ષ્મી અને સરસ્વતિ.

### વસંતતિલકા.

સરસ્વતિ—ક્યાં જાશ શ્વાસભરી દોડતી બ્હેન લક્ષ્મી!
શું દેખતી નથી સરસ્વતિ માર્ગ ઉભી !
એવું શું છે બહુ ઉતાવળ વાળું કામ,
કે તાહરી ભગિનિને ભુલી જાશ આમ. ૧

લક્ષ્મી—મ્હારે જવું ઉપવને સખી સાથ આજે,
સંગીત ગાન કરીને રમવું હુલાસે;
તે સુખ તો નથી લખ્યું તુજ ભાગ્ય માંહીં,
એકાન્તમાં પડી રહે, કયમ આવી આંહીં? ૨

સરસ્વતિ—શૃંગાર રંગ શરીરે બહુ તેં ભર્યા છે,
આનન્દ ગર્વ મહીં તેં અમને તજ્યાં છે;
ફૂલી ન જા ગર્વ કોઇ તણાં રહ્યાં છે ?
જો આપણા કુલ પિતા કહિયે જૂદા છે ? ૩

**લક્ષ્મી**—રે ! બોલ તું ગરીબડી ! ઝટ બોલી નાખ,
શું માગવા અહીં ઉભી થઇ આમ રાંક ?
ઝાઝો નથી વખત કે કરૂં વાત લાંબી,
ટુંકે પતાવ અલી હે ! શ્રમ આપનારી ! ૪

**સરસ્વતિ**—આવી નથી તુજ કને કંઈ યાચવાને,
ઉભી અહીં તુજ પરાક્રમ જીતવાને;
તારાથકી અધિક છું કરૂં સિદ્ધ આજ,
છું હું સ્વતંત્ર, પરવા નહીં ત્હારી જાણ. ૫

**સરસ્વતિ**—વિદ્યાતણા વ્યસનથી સુખ ચિત્ત થાય,
જાયે ભયંકર દુઃખો મન શાંત થાય;
સંસારમાં દુઃખ ઘણાં તુજથી વધે છે,
તે દુઃખથી મુજ સૂતો ન કદી ડરે છે. ૬

**લક્ષ્મી**—સંસારના સકળ સુખ શ્રીમાન પામે,
આભૂષણો સરસ નિત્ય નવીન ધારે;
તે વૈભવો તુજ સૂતો નહીં સ્વપ્ન દેખે,
જેને નમે સહુ જનો નહીં કો ઉવેખે. ૭

**સરસ્વતિ**—ત્હારા તનુ અહરનિશ અસુખ ધારે,
વ્યાધિ ઉપાધિ વળગે બહુ તેમને રે !
તૃષ્ણા વધે નહીં સૂઝે નિજ ધર્મ કામ,
વિદ્યા વિના નહીં મળે પ્રભુ કેરૂં ધામ. ૮

લક્ષ્મી—છે સ્વર્ગ નર્ક સઘળું અહિં આ ભૂમિમાં,
જીવ્યા સુધી સુખ મળે ગણું સ્વર્ગ તેમાં,
જો તાહરા અનુજ દુઃખ મહીં રહે છે,
મારી કને સ્વસુખ આશ્રય માગી લે છે. ૯

સરસ્વતિ—આનન્દ શાશ્વત અલૌકિક એક જે છે,
વિદ્યા તણાં અનુજ તે સુખ ભોગવે છે,
તે સુખ કો દિ મળશે તુજ આશ્રિતોને ?
તેતો અતિ વિરલ છે, ન મળે નૃપોને. ૧૦

લક્ષ્મી—રે ભોજનો અધિક નિત્ય જમી નવીન,
આનન્દથી ઉપવને ફરી ગાડી માંહ્ય;
રૂડા રૂડા વસન અંગ નવીન ધારે,
લક્ષ્મી શરીર સુખકાજ મનુષ્ય માને. ૧૧

સરસ્વતિ—લક્ષ્મી થકી મન નહિ સ્થિર કોદિ રે'શે,
લક્ષ્મી થકી મન મહીં બહુ બીક રે'શે;
જ્યારે નથી મન તણી સ્થિરતા ઘડીએ,
ભક્તિ કહો પ્રભુતણી કયમ તેથી થાશે? ૧૨

લક્ષ્મી થકી સુખ મળે જનને ભૂમિમાં,
તે સુખ તો ક્ષણિક છે મૃગવારિ જેવાં;
આજે મળ્યું સુખ અને દુઃખ કાલ દેખે,
એવી વિચિત્ર ઘટના જગમાં જણાયે ૧૩

લક્ષ્મી થકી બહુ થશે કુળમાં કુસંપ,
ને કલેશ રોજ વધશે નિજ ભ્રાતૃ માંહ;
રાજા થકી મનમહિં બહુ ભીતિ રે'શે.
લક્ષ્મી થકી અધિક આવી ઉપાધિ આવે. ૧૪

વિદ્યાથકી જનતણું મન સ્વચ્છ રે'શે,
શાન્તી અતિ મનમહીં પ્રસરી રહેશે;
ભક્તિ થશે પ્રભુ તણી નહિં વિઘ્ન આવે,
ને તેમનું જીવિત સાર્થક સદ્ય થાશે. ૧૫

વિદ્યા તણું અખૂટ સુખ સદા વધે છે,
પામે વિનાશ નહિ તે સુખ કોઈ રીતે;
શુદ્ધિ થશે હૃદયમાં મળ દૂર થાશે,
વિદ્યાથકી હૃદય પાતક ભસ્મ થાશે. ૧૬

લક્ષ્મી તણાં મદ થકી બહુએ મર્યા છે,
વિદ્યા તણાં વ્યસનથી બહુએ તર્યા છે;
વિદ્યા થકી વશ થયા ત્રણ લોક માન,
વિદ્યા કને દુઃખ તણું નહિ રે નિશાન. ૧૭

વિદ્યા તનુ નહિ ગણે તુજ સુખ ખોટા,
માયા તણા ભ્રમણમાં તુજ પુત્ર બેઠા;
લક્ષ્મી! હવે મનમહીં, નકી સત્ય ધાર,
મારા થકી અધિક તું કદિ ના ગણાય. ૧૮

લક્ષ્મી—રે સાંભળ્યાં વચન મેં બહુ આજ તારાં,
જાણ્યાં ખરેખર હવે તુજ ગુણ સારાં;
માયા તણું સ્વરૂપ માહરૂં વિશ્વમાં છે,
તેથી ખરે તુજ ગુણો નવ કોઈ જાણે ૧૯

રે! જ્યાં હશે પ્રિય સરસ્વતિ! વાસ તારો;
ત્યાં તાહરૂં સ્વરૂપ આપ પ્રકાશ ધારો;
ત્યાં હું નહી. કુટિલતા મુજ દાખવીશ,
ને માહરા તનુજને નમવા કહીશ. ૨૦

---

## વર્ષા.

### મન્દાક્રાન્તા.

વર્ષા આવી વિનીત વનિતા શોભ શૃંગાર ધારી,
ગર્જે આજે લલિત રથના ચક્રનું પુર ભારી;
કૂદ્યા આવે રથ હય હવે સારથી તોય ધારી,
મેઘ પ્રેમે નવલ વરષા લાવતો અર્ધ નારી. ૧

વર્ષા આવી જનક ગૃહથી મેઘ પ્રાણેશ પાસે,
સાથે લાવી અગણિત સખિ શ્રી હરીયાળી ખાસે;
સોંપી દીધી મન મનવવા તે સપત્નિ ઇલાને,
માંડ્યા તેણે અનુપમ વિલાસો હવે માણવાને. ૨

કો સ્થાને તે રમણીય ધરે વસ્ત્ર વિરંગી અંગે,
સંધ્યાકાળે સુરત વિરમી હાસ્ય વિનોદ રંગે;
પ્રાતઃકાળે શિતકર ગ્રહી મેઘ સંગે રમે છે,
થાકી થાકી જગત થકવે હર્ષ અશ્રૂ પડે છે. ૩

લીલા લીલા સહુ સ્થળ વિશે વૃક્ષ-વૃન્દો દિસે છે,
નાચે છે જો શિખિ સરિત આ મેઘ વર્ષા વિવાહ;
" પ્યારિ ! વર્ષા ! જગત સઘળું તુંજ આવા ગમેથી,
આનન્દે છે " કહી કહી બહુ ભેટતો મેઘ પ્રેમી. ૪

જ્યારે વર્ષા જલદ સમીપે આવી ઉત્સંગ બેઠી,
એવે આવી નગર યુવતી કો નવોઢા સુતન્વી;
માર્ગે જાતી પ્રિય પતિ કને દીઠી વર્ષાની કેલી,
રોકી મેઘે અધીર વહતી પ્રેમ ઘેલી નવેલી. ૫

" જાવા દેને કયમ અડપલા તું કરે મેઘભાઇ !
વર્ષા સંગે રમ વિધિ થકી અન્ય નારી ન જોવી;
પૃથ્વી પ્રેમે સુરસવતિ ! તું લાવી સ્વર્ગેથી વર્ષા,
ધન્યા દેવી ! ઘન વિનવીને રે દિઓ માર્ગ જાવા. ૬

જાવું મારે પ્રિય પતિ કને આજ આનંદ ભાવે,
માર્ગે ઉભો હઠ ધરિ અહીં મેઘ જોને સતાવે;
વર્ષા માતા ! સમજ કંઈ તો મેઘ ને સારી આપ,
વાગે તીણાં શર શરીરમાં કષ્ટ થાપે અમાપ." ૭

સબ્દો આવા શ્રવણ કરીને મેઘ તો દૂર જાતો,
ચાલી હર્ષે સરિત યુવતિ ભારી આનન્દ થાતો;
મ્હોંચી જ્યારે નિજ પતિ કને દોડીને સદ્ય ભેટી,
લીધા સૌખ્યો અનુપમ પછી ગાઈ વર્ષા-પ્રશસ્તિ. ૮

---

## મારા વ્હાલા પુસ્તકોને

### વસન્તતિલકા.

છે મિત્રનો વિરહ નિર્મિત જેહ માટે,
તે મિત્રના ગમનથી રડશે અતીશે;
રે કો સમે સુખથી હાસ્ય વિનોદ થાશે
એ આશથી દુઃખ-છરી બની છેદ દેશે. ૧

વ્હાલા ! સખા! પ્રવિણ નાયક છો કળાના,
છો જ્ઞાન શિક્ષકઃ અને દુઃખ હીન મારા;
વીત્યા સુખે તમ થકી કર્યું કામ સ્હેલ,
હા આપને તજુ હવે ઉર થાય ખેદ. ૨

શું ખેદ હું કરૂં વૃથાઃ ઝટ કળ જાશે,
ટૂંકા કલાક દીવસો ઝટ ચાલી જાશે;

થાશો ફરી ઉદય કો સુખ દીન આપ,
ત્યારે ધરીશ તમ મૈત્રી શુચિ પ્રતાપ. ૩

સ્વાતંત્ર્યને સુખ અનન્ત અખૂટ થાશે,
સ્વર્ગે જતાં દ્રય મટી રૂપ એક થાશે;
આત્મા થશે લય પરસ્પર એક નામ,
ત્યાં દુઃખ કે વિરહનું નહીં કાંઈ નામ. ૪

---

## કાળને નદીની ઉપમા.

### વસન્તતિલકા.

છે કાળની ગતિ સરીત પ્રવાહ જેવી,
વિશ્રાન્તિ કિંચાત વિના વહતાં ત્વરાથી;
લક્ષ્મીની લાલચ વડે વળી પ્રાર્થનાથી,
કોઈ નહીં ક્ષણ ખમે ગતિ સામ્ય મૂકી. ૧

જે ભૂતમાં ગતિ થઈ ન થઇ ન થાશે,
બન્ને મહા પ્રલય ઉદધિમાં સમાશે;
સર્વાંશ છે સરિત કાળ સમાન તોયે,
રે ભિન્નતા વિબુધ કો નરને જણાશે. ૨

મિથ્યા નથી નદી પ્રવાહ: નદી વહીને,
શું ક્ષેત્રને લલીત પાક વડે હસાવે;
ને કાળની ગતિ મહાજનને અમુલ્ય,
નિર્માલ્ય સુસ્ત કરશે નહીં જો ભજાય. ૩

---

## મનુષ્યજીવનનું સમાંકી નાટક.

### વસન્તતિલકા.

છે વિશ્વ આ સકળ રંગ ભુમી સમાન,
નારી નરો નટ નટી સમ ખેલનાર;
થાયે પ્રવેશ સ્થીતિને લય આ પ્રયોગે,
જ્યાં એક પાત્રજન ખેલ ઘણા ભજાવે. ૧

સપ્તાંકમાં પ્રથમ અંક શિશુ રૂપે છે,
રોતું કરે વમન શું જનનિ ઉછંગે;
નિ:શંક હાસ્ય કરતું રમતું પ્રમોદે,
વ્હાલું અતિ જનકને જનની જનોને. ૨

પોથી લઈ પછી જતો ભણવા નિશાળે,
રોતો બહુ પણ જવું પડતું પરાણે;
ઢીલું થતું મુખ સવારથી તે શિશુનું,
ધીમુ કરે ગમન ગોકળ ગાય જેવું. ૩

મોટો થતાં મધુર માશુક કો મળે છે,
ત્યાગી જતી કરી કટાક્ષ દુઃખી થતો તે;
નિઃશ્વાસ ધમ્મણ સમાન બહુ મુકે છે,
ને દુઃખ ગીત બહુ વાર શું ગાય છે તે. ૪

થાતો કદાવર સિપાઈ શું વાઘ જેવો,
વાતો કરે પુરણ માન ભરી ચડેલો;
કંકાસમાં પ્રબળ ઉન્મત સાહસીતે,
હારે બહુ પણ વડાઈ ન મુકતો જે. ૫

થાતો પછી પુરૂષ પ્રૌઢ વિવેકી ન્યાયી,
ખાંતે ભરે ઉદર સુન્દર ભોજનોથી;
રાતા દૃગે સરસ દાઢી કપાવતો જે,
દૃષ્ટાન્તને વચન ડા'પણ ના કહે છે. ૬

આ ખેલ તે ભજવીને વપુ જીર્ણ થાતો,
ઢીલાં થતાં ખસી જતાં શરીરેથી વસ્ત્રો;
નાકે મુકયું નયન યન્ત્ર ખભે પછેડી,
મોજું યુવા સમયનું ખસતું પગેથી. ૭

જુસ્સા ભર્યો ગભીર સાદ પછી ફરે છે,
તેનો શિશુ સમ અવાજ ધીમો બને છે;
આખેલ તે ભજવતો નર વૃદ્ધ થાતો,
તૃષ્ણા મહીં બુડી જતો, નહીં સુખ જોતો. ૮

આવ્યો પછી સમય સપ્તમ અંક કેરો,
જ્યારે બધુ તિમિર માયીક રૂપ જોતો;
દંતો પડ્યા દૃગ ગઈ ભુલતો ભ્રમાતો,
ખોઈ બધું યમતણા કરમાં ઝલાતો. ૯

---

## સંસારમાં સ્ત્રીની પદવી.

### શિખરિણી.

સુષુપ્તિમાં માયા ઉર ધરી અભિન્ના શિવ સુતા,
હતું ત્યારે શુન્ય શિવમય ઉમા એક દીસતા;
"बहुष्यामि सोऽहम्" સ્વર થકી સરી ભીન્ન મુદીતા,
માહા માયા ઉભી જગત રચવામાં પ્રફુલીતા. ૧

બન્યું નારી રૂપ અલગઃ દ્વયઃ તે એક રૂપથી,
રચી જેણે માયા બહુ બહુ ભુલ્યા મોહમદથી;
સ્ત્રિયોનું પ્રાબલ્ય અવિરલ દીસે વિશ્વ પટમાં,
દીસે માયા સત્વ સગુણ વિકસ્યું શું યુવતિમાં. ૨

વિના નારી કોઈ "પુરણ સુખ પામ્યો" નહીં કહે,
વિના નારી કોઈ પુરણ વિધિ ધર્મે નહીં બને;

મળે સાથી જેમ વિકટ વનમાં પાન્થ જનને,
ભવારણ્યે નારી, બહુ બહુજ વિશ્રાન્તિ જનને. ૩

ગૃહસ્થોને ઘેર યુવતિ કદી જો દુઃખ ધરશે,
કદી નિઃશ્વાસોથી હૃદય પટ અશ્રૂથી ભરશે;
નકી તે લોકોથી ત્રિભુવન પતિ કોપ કરશે,
નકી તેનું ભાગ્ય દીન દીન પ્રતિહીણુ બનશે. ૪

દીધા માયારૂપ સુશીળ સતિ દૈવી પ્રણયદા,
કુચ્છંદી દુર્ભાવી યુવતિ બહુ આસુરી દુઃખદા;
અનાદી આરૂપો મનુજ સહ સંસાર પથમાં,
ઘડી હર્ષાવે ને ઘડી વળી રડાવે તિમિરમાં. ૫

ગ્રહી દૈવી ભાવ પ્રણય ધરી દૈવી પ્રકૃતિનો,
હઠાવે આસુરી સમજ દઈ રૂડી મનુજ જો;
પ્રભુ પાસે જાવા મનુ તનયતો યોગ્ય બનતો,
નહીં તો સંસારે રખડી રખડી પોંડ પડતો. ૬

સ્ત્રિઓમાં સદ્દભાવ પતિ પ્રણયથી ઉત્પન થતો,
પતિની નિતિથી કુટીલ કુલટા દોષ શમતો;
પતિની યુક્તિથી વિશુધ મતિ થાતી યુવતિની,
તજી માયા મોહ શિવમય થતી આદ્ય સ્વરૂપી. ૭

અને દૈવી બાળા વર વિનીતતા મૂર્તી વિમળા,

પતિને પુજેછે બહુ બહુ ધરી પ્રેમ મનમાં;
પતિને પોતાનું સ્વરૂપ નહીં જુદું ઉર ધરે,
સુખો તે પામે છે નહીં લવ ગણે સ્વર્ગ સુખને. ૮

થશે ધાડું જ્યારે સ્વરૂપ નર નારીનું જગમાં,
થશે જ્યારે પ્રેમ મલીન મમતાઓ મટી જતાં;
થશે ત્યારે તેને અખુટ સુખનું દર્શન ખરૂં,
સ્ત્રિઓ છે સંસારે નર સ્વરૂપ જુદુ વિલસતું. ૯

---

## નિવૃત્ત પુરૂષનું સુખીજીવન.

### દ્રુતવિલંબીત.

હૃદયમાં પ્રભુ પ્રેમ વિકાશશે,
પ્રભુ સ્વરૂપ વિષે લય પામશે;
ત્યજી પ્રવત્તિ મહાજન વર્ત્તશે,
સ્મરણ કૃષ્ણ તણું ચિત્ત રાખશે. ૧

જગતમાં વિરલા જન તેહ છે,
સુનીતિ માર્ગ કહે સહુ લોકને;
હૃદયમાં હીત દેશનું ધારશે,
કુમતી લોકની તે જન કાપશે. ૨

જીવન તે જનનું સુખ રૂપ છે,
જીવ સમસ્ત પ્રતિ સમભાવ છે;
જીવ સમસ્ત તણું સુખ ચ્હા'ય છે:
પ્રભુ તણા ગુણ કીર્તન ગાય છે. ૩

નથી જદા મમતા પર દ્રવ્યમાં,
મળતું તે ગ્રહતા બહુ તોષમાં;
નહીંજ ભાષણ દુઃસહ બોલતા,
ખટપટો ત્યજી શાન્તી વિચારતા. ૪

ઘર ખુણે પડીને નહીં ઉંઘતા,
જગત હીતનું કાર્ય વિચારતા;
જગત પ્રવૃત્તીમાં નહી માલતા,
સુખદ શાન્તી વિશે બહુ લોટતા. ૫

અકથ સુખ ગણો જન આ તણા,
દુઃખ વિચાર નહીં મન આણતાં,
અતિવ તિવ્ર દુઃખો નહીં લેખતા,
હ્રદય–નિવૃત્તિના સુખ ગાનમાં. ૬

---

# સૌન્દર્ય તારૂં નિરખી ન મોહ્યો

## ઉપજાતિ.

આર્ય બાલા પ્રતિ એક વિરાગી જનની ઉક્તિ.

---

શશી મુખિ ! ઉજવલ અંકુશો ધર્યા,
સુવર્ણના આભ્રણ અંગમાં ભર્યા;
ઠરે ન વૃત્તી સ્થીર તાહરી જો,
સૌન્દર્ય તારૂં નિરખી ન મોહ્યો. ૧

અરે ત્રિયા ! હાસ્ય કરે હું દુઃખી,
કટાક્ષ નાંખે કરી પ્રેમ દૃષ્ટિ;
થયો ન સંબંધ વિવાહથી જો,
સૌન્દર્ય તારૂં નિરખી ન મોહ્યો. ૨

રે કામિનિ ! કામથી મત્ત થાયે,
અનન્ય ભાવે ન ભજે પતિને;
વિચાર જો જાર વીશે કર્યો તો,
સૌન્દર્ય તારૂં નિરખી ન મોહ્યો. ૩

કરે રૂડા વૃત્ત પુજે પ્રભુને,
દેવાલયે જાય સદા સજીને;
પરન્તુ તુંથી પતિ જો ન રીઝયો,
સૌન્દર્ય તારૂં નિરખી ન મોહ્યો. ૪

બની ઠની તું વિચરે સગામાં,
કરે બહુ ડા’પણ બોલવામાં;
પ્રજા અવિદ્વાન રહી કદી જો,
સૌન્દર્ય તારૂં નિરખી ન મોહ્યો. ૫

અખૂટ છે દ્રવ્ય પ્રભુ પ્રતાપે,
ગરીબને દાન વિષે તમોને;
પ્રીતિ ન હોયે લગીરે કદી જો,
સૌન્દર્ય તારૂં નિરખી ન મોહ્યો. ૬

શ્વશુરને શ્વશ્રૂ વડીલ વર્ગ,
વિલોકી તારો વ્યવહાર ધર્મ;
પ્રસન્ન થાયે નહીં તુંથી તે જો,
સૌન્દર્ય તારૂં નિરખી ન મોહ્યો. ૭

---

## પરમ સુખી જીવાત્માનું અવસાન ગીત.

### ગઝલ.

મનુષ્યો સર્વ મારા જે ગુણી માંહે ગવાયા છે;
સતીનું સત્ય સાચું છે યશોગાને લખાયું છે. ૧

સુતો મારા બધા શાણા વધુ કુલીન સુદારા;
મળી લક્ષ્મી મને ઝાઝી લીધા લાવો થઈ રાજી. ૨

પુરી આશા બધી પ્રીતે પ્રભુમાં પ્રેમ રાખીને;
હશે શું દુઃખ ના જાણ્યું ચિરાયુ સુખ મેં માણ્યું. ૩

હવે જોવા ઘણા સુખ વળાવું આ જગત્ સુખ;
રહ્યો હું મસ્ત સંસારે નમું છું હું સુખોને તે. ૪

ફરી હું તો નહીં આવું મળી લે છેવટે ઓતું;
અધીકાધીક હું પામું ભુલી જાવું થશે ત્યાં તું. ૫

નમેરો નાગણે હુંને અરે ઓ સુખ! તું જોને;
નકી તું આવજે સ્વર્ગે મળીશુ પ્રેમથી ત્યાંહે. ૬

---

## પ્રભાત.

### દ્રુતવિલંબીત.

રવિ તણા કિરણો ફુટતાં હતા,
ગૃહ દીવા કરમાઈ જતાં હતાં;
શશી પ્રભા થઈ મન્દ પ્રભાતમાં,
પ્રફુલ પદ્મ થઈ ખીલતાં હતાં. ૧

કરી ઉતાવળ હર્મ્ય તલે ચઢયો,
નિરખું સૃષ્ટિ બધી રહી ત્યાં ઉભો;
પુર તુષારથી લીપ્ત દીઠું અતિ,
નયનને રમણીય રહ્યું બની. ૨

વિવિધ લોક મથ્યા નિજ કર્મમાં,
વણીક હાટ જતા નિજ કર્મમાં;
પુનિત બ્રાહ્મણ લૈ જળ કુમ્ભમાં,
પુજન શંકરનું કરવા જતા. ૩

નૃપતનુ મૃગયા રમવા પળે,
નૃપતિ સેવક પુર વીશે ફરે;
કહીંક સંગીત નૃત્ય ગવાય છે,
કહીંક મૃત્યુ તણું દુઃખ થાય છે. ૪

નૃપ નિકેતન દુંદભી વાગતા,
જય ધ્વની બહુ ચારણ બોલતા;
ઉપવને તરૂ કુન્જ મેનોજ્ઞ છે,
નિરખતાં અહીંથી સુખ થાય છે. ૫

ઘડીક આ રમણીય લીલા હું તો,
નિરખતો અહીં આજ ઉભો રહ્યો;
નયન તૃપ્ત થતાં નથી રે અહીં,
સુખદ સૃષ્ટિ પ્રભાતની નીરખી. ૬

સમીરથી મન શાન્ત અતિ થયું,
ભવ ઉપાધિ બધી વિસરી ગયું;
મન રહ્યું અતિ નિર્મલ આ સમે,
અહરનીશ રહો પ્રભુ ! માગુ એ. ૭

---

## એક ગૃહસ્થ જનનો આર્ત સ્વર.

### ઉપજાતિ.

ભર્યા પુરા દ્રવ્ય તણા ખજાના,
નવાં નવાં વસ્ત્ર ધર્યાં મજાનાં;
ફર્યો ફર્યો સર્વ ગ્રહે પુરીમાં,
ભજ્યા નહીં મેં પ્રભુને ભુમીમાં. ૧

મળ્યા મને પુત્ર પ્રવીણ પ્યારા,
શુશીલ નારી શુભ ભાગ્ય મારા;
મચ્યો રહ્યો હું ભવ વૈભવોમાં,
ભજ્યા નહીં મેં પ્રભુને ભુમીમાં. ૨

ક્ષણે ક્ષણે હું વદતો અસત્ય,
કર્યા વળી સ્વાર્થ ધરી કુકૃત્ય;

ગયો ઘણીવાર હું ગમત્તોમાં,
ભજ્યા નહીં મેં પ્રભુને ભુમીમાં, ૩

ગમે ઘણા પુસ્તક વાંચવાના,
નવી કથા કલ્પીત જોડવામાં;
વ્યતીત કીધો બહુ કાળ તેમાં,
ભજ્યા નહીં મેં પ્રભુને ભુમીમાં. ૪

મળ્યું ઘણું તોય નહીં ધરાતો,
અનેક ધંધા કરી ના ધરાતો;
કર્યા જગે ધૂર્ત પ્રપંચ મોટા,
ભજ્યા નહીં મેં પ્રભુને ભુમીમાં. ૫

હરિ ! હરી હર્ષ—અરિ હસાવો,
અનન્ત આનન્દ ઉરે અપાવો;
ફરી ન ફેરો પ્રભુ પાસ જાતાં,
ભજ્યા નહીં હા ! પ્રભુને ભુમીમાં. ૬

જગત્પિતા ! પાય પડી નમું છું,
મને કરો સ્હાય સદા રડું છું;
ક્ષમા કરો પાપ અનેક મારા,
ભજ્યા નહીં મેં તમને ભુમીમાં. ૭

# પુત્રના નિધન સમયે

## ગઝલ.

ગયો મારો તનુજ પ્યારો પડ્યો વાટે સુખીઆરો,
ન દીસે હાય તે આંહી મુકી ભાઈ ગયો કયાંહી. ૧

હતો તું રૂપમાં ગોરો થયો તું તો મને વ્હાલો,
હતું તેજસ્વી રે ભાલ ! ન લીધી તારી મેં ભાળ, ૨

થયું ના વર્ષ પૂરૂં ત્યાં કુડા કાળે ઝપેટયો હા; !
કરી અંતે દવા ઝાઝી જરા ના સુધરી બાજી. ૩

રમન્તો રોજ આનન્દે ચડી અંકે તું આળોટે;
હવે ના હું તને દેખું હતો નો'તો થયો રે તું ! ૪

સુખી તું સ્વર્ગમાં થાજે દઉં આશીષ હું આજે;
તજી ચીન્તા અમારી તું સદા આનન્દમાં રેજે. ૫

હવે હું શોક શું રાખું ગયો આવે નહીં રે તું,
પ્રભુ! તે બાળ આત્માને સમર્યો શાન્તી સહુ સ્થાને. ૬

---

## અભિનન્દ ( કાર્તિક શુદી ૧ સં. ૧૯૬૧ )

### વસન્તતિલકા.

કૃષ્ણ પ્રિયા નવલ સાગર નન્દનીશું,
આનન્દથી વિચરવા નિસર્યાં ભુમીશું;
આજે થયો પ્રથમ દીવસ નૂત (ન) વર્ષે,
તેથી રમા સકળ મન્દીરમાં પ્રવેશે, ૧

પ્રાતઃસમે ગૃહિણી જો સહચારી થાશે,
ને જો તમે વિનયથી નમશો સતીને;
ને જો હશે હૃદયમાં અતિ સ્વચ્છ ભાવ,
તો આપના ગૃહ વીશે કરશે વિરામ, ૨

લક્ષ્મી–પ્રસંગ બહુ ઇચ્છીત કૃષ્ણને છે,
તે દેવી સંનીધ થતાં સુખ સર્વ થાશે;
" આ મન્દીરે ચીર રહો " વદજો સ્તવીને,
દેવી તણી સ્તુતિ સમે સ્મરજો મનેરે. ૩

દેવી કને સ્મરણ માહરૂં આપશો તો,
માનું કર્યો મુજ પરે ઉપકાર મોટો;
છો તેહની સમીપ આપ જવા સમર્થ,
તેથી નમું પ્રથમ હું પ્રિય ! આપનેજ. ૪

---

# નિવૃત્ત પુરૂષ.

## શાર્દૂલ વિક્રીડીત,

જ્યારે ચન્દ્ર સુધા નિધિ ગગનમાં ઢંકાઈ મેઘે જતો
ત્યારે કોણ કહે સુધાવીણ શશી દેખાય તે નાંહીં જો
માટે જો જન કોઈ શુદ્ધ હૃદયે આનન્દમાં આથડે
તેને મૂઢ હું તો કદી નહિ કહું જ્ઞાની કહું તેહને. ૧

ગાંડો લોક ગણે પરન્તુ મનમાં સદ્‌ચિત્ સ્વરૂપે રહે,
તે નર છે સુખમાં; છતાં દુઃખ ઘણું આનન્દમાં મગ્ન છે;
દૃષ્ટિ દીર્ઘ ન દાખવે જગતને જે ભૂલ ઝાઝી કરે,
ને કાંઈ નહીં થાય લોક વચને તે સર્વથી શ્રેષ્ઠ છે. ૨

મૃત્યુની નહીં બીક જેહ નરને જેવું ગમે તે કરે,
ને તે દેહ રૂપે ભમે જગતમાં પ્રારબ્ધ રૂપે રહે;
જેને માન તથા બુરા વચનની સ્પૃહા ન ગુસ્સો જરે,
અત્યાનન્દ અનુભવે હૃદય તે જ્ઞાની શિવાત્મા ખરે, ૩

# કૃષ્ણ–અર્જુન સંવાદ

**મન્દાક્રાન્તા.**

કૃષ્ણ—ધર્મ ક્ષેત્રે રથ સ્થીર કર્યો જો હવે પાર્થ મિત્ર !
સ્હામે ઉભા તુજ શું લડવા સ્નેહી સંબંધી સર્વ;
ભીષ્મદ્રોણે નહી મન ગણ્યો એય સામાન્ય પક્ષ,
પાન્ડુ પુત્રો ગરીબ હણવા થાય ડોસા પ્રવર્ત. ૧

અર્જુન–ગાત્રો મારા શિથિલિત થયાં થાય પ્રસ્વેદ અંગ,
હસ્તેથી આ શર પડી જતું થાય ગાંડીવ ભંગ;
સુજે નાંહીં મન બહુ ભમે કેમ હું આમ આવ્યો,
મારા મિત્રો કુળ ગુરૂ પિતાને હણું કેમ હુંતો. ૨

હત્યા લાગે બહુ બહુ મને રે ગુરૂ રાજ્ય દ્રોણ,
જેણે વિદ્યા સકળ શીખવી તેની પાસે હું કોણ.
હા હા તેને ધિક્! ધિક્! હણું બ્રહ્મહત્યા વહોરૂં,
કે'શે લોકો ગુરૂ હણી થયો રાજ્ય લોભી અરે શું. ૩

ગંગા પુત્ર અતુલ બળીયા જે મહાપૂજ્ય મ્હારા,
કો તેને હું કયમ કરી હણું પામવા લોક નિન્દા;
આવું રાજ્ય નવ લવ રૂચે શ્રેષ્ટ સૈન્યસ્ત લેવું.
રાને રાને ફળફૂલ જમી કાઢવી શાન્ત આયૂ. ૪

છો તે આવ્યા મુજ શું લડવા સ્વાર્થ વૃત્તિથી યુક્ત,
કાકા મામા મુજ કુલજનો કેમ મારૂં હું કૃષ્ણ!
તૃષ્ણા આવી અઘટિત કરી કેમ હું કર્મ માંડું.
ગોત્રીજોને પ્રથમ હણીને કેમ હું મુક્તિ પામું. ૫

કૃષ્ણ—રે ! રે! પાર્થ મૂઢમતિ વળી આ તને કયાંથી આવી.
જોને ત્હારા કુલધર્મને ત્યાગવા બુદ્ધિ સૂઝી;
જો તું ત્હારો ધર્મ તજીને અન્ય માર્ગે જઇશ,
તો તું નિશ્ચે દુઃખ બહુ લહી ઘોર નર્કે પડીશ. ૬

વિપ્રોને તો યજન કરવા વેદવિદ્યા વિચાર,
ક્ષત્રિયોને વિજય કરવા ધારવું બાણ હાથ;
મારી દુષ્ટો યુદ્ધ કરી કરી રક્ષવી મેદની આ,
તે ધર્મો તું વિબુધ થઇને કાં ગયો ભૂલી ભ્રાતા ! ૭

ત્હારો છે આ સમય હમણાં દુશ્મનો મારવાનો.
ત્હારો છે આ સમય હમણાં રાજ્યને રક્ષવાનો;
મા, થા ભ્રષ્ઠ તુજ ધરમથી અન્ય ધર્મો સ્વીકારી,
માનો મારૂં શર કર લીયો, શ્રેય પોતાનું ધારી. ૮

યોગીન્દ્રો જે વન મહીં રહે ત્યાગી સંસાર માયા,
આત્મજ્ઞાની શિવમય બન્યા તે કરે કર્મ તેના;

જો તે ત્યાગેઃ જગત ન કરે કર્મ દૃષ્ટાંત દેખી,
માટે કર્મો મુજ શું જડીયા છુટી શું જાય તુંથી ? ૯

કર્મો કરવા સકળ જનને એહ સિદ્ધાન્ત શાસ્ત્ર,
ક્ષત્રીઓનું કરમ કર તું ધાર આયુધ હસ્થ.
જો તું ત્યાગી વનમહી ગયો લોક નિર્વિર્ય કે'શે;
થાશે ત્હારી જગત મહીં રે શું ફજેતી અતિશે!૧૦

વિપ્રો જ્યારે યજન યજીને નિત્ય કર્મો કરે છે,
ક્ષત્રિ જ્યારે ધનુષ ધરીને રાજ રક્ષા કરે છે;
વૈશ્યો જ્યારે વણજ કરીને સત્ય નીતિ ધરે છે,
ત્યારે તેને નિજ ધર્મમાં ચિત્ત શુદ્ધિ મળે છે. ૧૧

જ્ઞાની થાયે પછી તરત તે ચિત્તશુદ્ધિ થયાથી,
મુક્તિ પામે અખૂટ સુખદા જ્ઞાનને પામવાથી;
માટે જો તું અતુલ ફલ આ માત્ર કર્મો કર્યાથી,
તે કર્મો તું અરર!! તજવા કેમ બેઠો કિરીટી! ૧૨

અર્જુન--ધારૂં શસ્ત્રો રિપુ કુળ હણું ના કરૂ વાર કૃષ્ણ!
ધારૂં રાજ્ય વિજય કરીને પામું નિશ્ચે સ્વકર્મ,
કિન્તુ આ તો મુજ કુળ હણું ગોત્ર સંહાર સાધું,
મુક્તિ ક્યાંથી અધમ નર હું પામવાનો અસાધુ!૧૩

કૃષ્ણ—રે! રે! પાર્થ જગતસઘળું માન મિથ્યા સ્વરૂપ,
સંકેલું વા ઘડી ઘડી રચું મારૂં આ છે સ્વરૂપ;
સર્વસ્થાને સકળ જીવમાં સર્વપર્માણું માંહે,
વ્યાપી છું હું નિશદિન રહ્યો કો ન હુંથી વિરૂપે. ૧૪

સૃષ્ટિ માંહે પ્રિય! અધમતા થાય જ્યારે વિશેષ.
ત્યારે લેવા નવ નવ રૂપો માહરે ધર્મ કાજ;
દુષ્ટો મારી ધરમ સઘળે સ્થાપવો હે નરેશ!
સૃષ્ટિ લીલા બહુ બહુ કરી પાળવો એક ધર્મ. ૧૫

ચાલે છે એ જગત રચના એ બધું કાર્ય મ્હારૂં.
ને હુંતો છું અલગ સહુથી દોષ કાંઈ ન ધારૂં.
જો તું ત્હારૂં કર્મ કરીશ તોય તું છે ન કર્ત્તા,
કર્તા માની મુરખ બનમાં છુંજ હું એક કર્તા. ૧૬

ત્હારે ત્હારો ધર્મ ધરવો તું નથી કાંઇ કર્તા,
ત્હારાથી કો નથીજ મરતાં કો ન તુંથી હરાતા;
આત્મા માંહે લય લય થતાં શોક શેનો કરે છે,
આત્મા કોઈ નવ હણી શકે કોઇને તે ન મારે. ૧૭

જો તું મ્હારૂં સુર નજરથી આ વિરાટ સ્વરૂપ,
સર્વે દ્વિપો સકળ નદીઓ જો તું બ્રહ્માંડ રૂપ;
સર્વે ઝાડો નગકુળ બધાં સર્વ નક્ષત્ર સૂર્યો.
સર્વે લોકો મુજ મુખ મહીં દેખ સર્વે સમુદ્રો. ૧૮

આ માયા છે અકથ ભરત ! કોણ છે નાશવંત,
ને જો તેમાં નજર કરીને કોણ છે જીવતા જ;
જો જો ત્હારા ગુરૂ વર મહીં દુઃખમાં આથડે છે,
દાઢાગ્રેથી અથડી અથડી મુત્યુ પાસે પડે છે. ૧૯

સો પુત્રોના શબ મહીં પડ્યા ભીષ્મ બેભાન સૂતા,
સર્વેછે આ મરણ વશ તે મારને આ મરેલા;
ત્હારા માર્યા નવ કદિ મરે કોણ તું મારનાર,
મૃત્યુ પાસે સહુ રડવડે ગર્વ મિથ્યા ન રાખ. ૨૦

ત્હારો ધર્મ ધનુષ ધરીને દુશ્મનો મારવાનો,
પૃથ્વી આખી વિજય કરીને બ્રાહ્મણો પાળવાનો;
કીર્તિ લે તું મૃત શબ હણી તે પરં કર્મ ત્હારૂં,
જો નાઠયો તો જગત હસશે ધિઃક ! બીનો ભગારૂ. ૨૧

જો હાર્યો તો સુરપતિ કને અપ્સરા તું વરીશ,
જો જીત્યો તો પૃથવી તલમાં ચક્રવર્ત્તિ થઈશ;
માટે મિથ્યા મન દુઃખ તજી ધાર તું જ્ઞાન ચિત્ત.
સત્ ધર્મે તું કરમ કરતાં પાપ નાહીં ગણીશ. ૨૨

અર્જુન—વંદુ વંદુ જગત પતિ હે ! હું મહા મૂર્ખ બાળ,
જાણ્યા નાહીં પરમ પ્રભુને હે કૃપાળુ દયાળ;

બોલાવ્યા મેં સુત કહી તમોને જરા માન નાખ્યું,
વન્દુ વન્દુ ફરીફરી પ્રભુ આપને પાય નામું. ૨૩

ત્રાસું છું હું નિરખી નિરખી આ વિરાટ સ્વરૂપ,
પામ્યો જ્ઞાનઃ તમ દુર થયું હે ચતુર્ભુજ કૃષ્ણ;
સંગ્રામે હું ધનુષ ધરીને થાઉં છું સજ્જ આજ,
જો! જો! દેવ! મુળ રૂપ ધરી સ્હાય થાઓ મોરાર! ૨૪

---

## એક દિવ્ય બાળિકાનું આર્ય બાળાઓને નિમંત્રણ.

( આશો ગાસો શરદ પૂનેમની રાત જો. ( એ રાગ )

આવો વ્હેનો આવો મ્હારા મહેલમાં,
ભેગા મળીને ગાઇ રૂડા ગીતડાં;
ચંદ્ર પ્રકાશી લહેકે છે આકાશમાં,
આવો આપણ મળીએ મુજ આવાસમાં. ૧

જગત મહીં લાવો રે લેતાં માલજો,
મોહ મૂકીને સુખડા માંહી રાચજો;
મોહ તમોને માત કરી લપટાવશે,
ચતુર હશે કો ચેતીને અહીં આવશે. ૨

મુજ આવાસ મહિં નથી રે મહી-મોહન.
નિર્મળ હૃદય તણી રેલો જ્યાં રેલતી;
મુજ ઉપવનમાં સુમન સુકોમળ વેલ છે,
સિંચાતાં નીતિજળ જ્યાં સત-મંડપે. ૩

આવો! વ્હેનો! આવો! આ સત-મહેલમાં.
કપટ પ્રપંચી માયાનો નહિં વાસ જ્યાં;
જ્યાં આવે છે કૃષ્ણ લઇને ગોપિકા;
ભાગ્યવંત મુજ આવાસે સહુ આવતાં. ૪

કૃષ્ણલીલાનો રાસ રચાયે આ સ્થળે,
તે સમયે તો પાપીજન જ્ઞાની બને;
પ્રેમ પ્રેમ રસ રેલાયે મુજ મહેલમાં,
જે જાણે તે પીયે છે સુખ ચેનમાં. ૫

આનન્દેથી આવો ગીતો ગાઇએ;
હૃદય મહીં અભિનવ મૂર્તિઓ જામશે;
શ્રીહરિ કેરી મૂર્તિ અખંડ વિલાસની,
હૃદય મહીં રહેશે ચોટેલી વ્હાલથી. ૬

આવો વ્હેનો આવો ગીતો ગાઇએ,
કૃષ્ણ તણી મૂતિઓ હૃદયે ધારીએ;
મુજ મન આજે અતિષય છે આનંદમાં,
મ્હારે ગાવાં આંહિ નિશદિન ગીતડાં. ૭

---

# દ્રૌપદિનું એક ચિત્ર અને પિતામહની પ્રસન્નતા.

## શીખરણી.

ભિષ્મ—"નમેલું છે અંગ કર દ્વય તણી અંજલી કરી,
પગો ઢંકાયા છે વસન પટથી હે વિનય-શ્રિ !
શશી જેવું આસ્ય નયન બહુ નીચા કરી રહી.
વધુ! પુત્રી આવી દ્રુપદ તનયા શું મન ધરી? ૧

મુખેથી પ્રસ્વેદ પૂજન શ્રમથી આ ટપકતો,
મુખે ભાસે તેજ વદન નહિં હું જોઈ શકતો;
દિસો અંબા દેવી જગતજનની શું અહિં મળ્યાં.
અરે ! હાં ! શું આવ્યાં દ્રુપદદુહિતા પાંડવ પ્રિયા. ૨

પડયું છે આ પાત્ર પૂજન રસ–સૌગંધી પ્રસરી,
ઉભી છે શું મૂર્તિ દશરથ પ્રતિ જાનકી સમી;
સહુ સંકોચ્યા છે અવયવ રૂડા અમ્બર થકી,
મહા માયા દેવી જગતપતિને તું કયમ ચૂકી. ૩

મ્હને પૂજ્યો પ્રેમે વિધવિધ સુરંગો સુમનથી,
સુગંધી વારિથી શરીર શ્રમ કાઢયો વિનયથી;
સુગંધી તેલોથી શરીર સુખ આપે અતિ અતિ,
સુગન્ધી પુષ્પોથી મન બહુ થતું તુષ્ટ તુજથી. ૪

નહીં આવી રાણી કુરૂ કુળ તણા કંટક તણી,
ભલે આવી શાણી કુરૂ કુળ દિપાવે તું તરૂણી;
" **अखंडं सौभाग्यं** " વર સમર્પું આજ તુજને.
સતિ ત્હારૂં સત્ય નિરખી વધતો હર્ષ મુજને. ૫

મહા તેજી બાળા નમન કરતી શું લળી લળી,
પિતા પાસે ઉભી હૃદય મહીં આનંદ ભરતી;
કરી સીધા નેનો વચન વદતિ શું નયનથી,
વધુ વ્હાલી મ્હારી ધન્ય ધન્ય ત્હને ધર્મ મૂર્તિ." ૬

નમી નારી નીચી પદ કમળનો સ્પર્શ કરતી,
વળી ત્યાંથી વામા નયન નહીં ઉંચા જરી કરી;
યથા વિદ્યુત્ જાતી ચકચક થતી એક ક્ષણમાં,
તથા તે તન્વંગી નમન કરતી જાતિ સુભગા. ૭

---

## વસન્તાગમન.

### મન્દાક્રાન્તા.

લીલા લીલા તરૂવર નીચે ઘાસ ઉગ્યા મનોજ્ઞ,
પત્રો પામી નવિન અતિષે ઝૂલતાં વૃક્ષ વૃન્દ;
સ્થાને સ્થાને હરિણ શિશુના વૃન્દ સાનન્દ કુદે,
નિચું ઉચું નીરખી નીરખી હેતથી ઘાસ ચાવે. ૧

કો ટોળું તો સરિત તટમાં પાણી પીતું રમે છે,
કો ટોળાના મૃગ કુદિ કુદિ ગેલ ઝાઝા કરે છે;
દેખી બાળો મુનિ જન તણાં બાળ હર્ણા રમે છે,
કોટે બાઝી હરખ ધરીને ભેટવાનું કરે છે. ૨

વૃક્ષે બેઠી મધુર રવથી કોકિલા ગાન ગાતી,
ધીમો ધીમો પવન બનીને લોટતો પ્રેમ મૂર્ત્તિ;
વેલો કેરાં પ્રસૂન ઉઘડી સાંભળે તેનું ગાન,
વાયુ જેવા રસિક બનીને લોટતાં વાયુ સાથ. ૩

રાજ્યાવસે નરપતિ સમો રાન રાજા વસન્ત,
આવ્યો જાણી વન દ્વિજવરો માનદેતા સમસ્ત;
ટોળે ટોળાં હરિણ દ્વિજના આંહિ ત્યાંહી ફરે છે,
વારંવાર તરૂવર નમે ડોક નીચી કરીને. ૪

આવા સ્થાને યુવતિ જનનાં યુથ આવે ઉમંગે,
ન્હાહી સર્વે સરિત જળમાં વસ્ત્ર સારા સુહાવે;
પૂજે પ્રીતે સુરસ વિધિથી શ્રીભવાની પતિને,
જાણે આજે મદન નિરખ્યો મિત્ર વ્હાલે વસન્તે. ૫

આવા રૂડા ઋતુવર તણા દીન આવ્યા સુખાંળાં,
પૂરાં પ્રેમે રસિક હૃદયે ઉભરાતાં વધાવ્યાં.
એવો કોઈ નહીં જન હશે આ સમે દુઃખ ધારે,
એવી વાણી યુવક યુવતિ બોલતાં શું વસન્તે. ૬

---

# કૌરવોની સભામાં દ્રૌપદી.

### મન્દાક્રાન્તાવૃત.

વ્યાપ્યો જેને હરખ અતિષે પાણ્ડવો જીતવાથી,
કીધો જેણે અધરમ અતિ પાણ્ડવો પીડવાથી;
જીત્યા છે જે કપટ કરીને દુષ્ટ બુદ્ધિ દુરાત્મા,
ગાન્ધારીના તનય સઘળા બોલતા શું સભામાં, ૧

બેઠા બેઠા સુરભિ થઇને પાણ્ડવો આ બિચારા,
"હાર્યા નારી દ્રુપદ તનયા જે થશે રાય દારા"
પાંચાળીને પકડી બળથી હે દુઃશાસન પ્યારા,
લાવો સદ્ય સુવતિ અહીંયાં શું કરે તે અકારા. ૨

પાપી ઉઠયો મદભર પછી જેની કાયા પ્રચંડ,
પાંચાળીની સમિપ જઇને બોલતો ગર્વ ચંડ;
" હાર્યો ઘુતે તુજ પતિતને ચાલ્ય રાજાની પાસ,
દાસી થાતું શરમ તજીને રાજની મૂક આશ" ૩

### શિખરણીવૃત.

વિચારે ચિત્તેથી કરદ્વય લલાટે નમવીને,
પિડા પામી નારી વચન વદતી કૌરવ કને;

"રહે! છેટો હુંથી રૂતુવતી સતી છું વિચર્યને,
મ્હને દેતું જાવા અડીશ નહીં રે દુષ્ટ મુજને" ૪

જતિ'તી બાળા જ્યાં કરી ગરજના દુષ્ટ બળથી,
ધસ્યો વાંસે વેગે પકડી ઝટ વેણી સતી તણી;
ગ્રહ્યા લાંબા કેશ અવભ્રથ જળે જે ટપકતાં,
દિસે જાણે સિંહ મૃગલી વિધુરીને પકડતાં. ૫

શરિરે છે વસ્ત્ર અતિ તનુ વળી એક ધરીયું,
સુઅંગો સંકોચી પટકુળ કરે એક ધરીયું;
નિવારે બીજેથી અલકચયથી દુષ્ટ કરને,
પરંતુ તે પાપી બળથી ઘસડી જાય સતિને. ૬

યથાવાઘે ઘેરી ગરીબ ગરવી ગાય વનમાં,
દુઃખેથી પોકારે અપશુકન થાયે નગરમાં;
સભામાં જ્યાં આવી સકળ જનનાં મન પડીયાં,
જુવે નીચું ઘાલી અઘઘઘ! કહે સર્વ મનમાં. ૭

વિંધાયાં છે કેશ પટકુળ ખસ્યું છે શરીરથી,
થયાં રાતા નેત્ર ભ્રૂકુટિ ચડી છે ક્રોધ શરથી;
દિસે અમ્બા માયા જગત જનુની ક્રોધીત થયાં,
અસુરો સંહારે અધિક વિલસે યજ્ઞ-તનયા. ૮

સભા મધ્યે ઉભી રમણી નવાલાંગી રૂપવતી,
થયા ભાનું સ્તબ્ધ નજર કરી ઝાંખી શરમથી;
જુવે નીચુ વૃદ્ધો વચન ન વદે કાંઈ ભયથી,
તદા પામે ક્લેશ દ્રુપદ દુહિતા કૌરવ થકી. ૯

બહુ ખેંચે કેશ કુરૂપતિ કને સુન્દરી કહે,
"અધર્મો શું માંડયા મરણ કયમ માગો ભીમ કને;
નક્કી મ્હારા સ્વામી અધમ ! તમને ઠાર કરશે;
અરે ! લાવ્યા કેમ ! રૂતુવતી મને વૃદ્ધ સમિપે. ૧૦

સુતી રે'તી મહેલે ઘડી નવ જતી મન્દીર મૂકી,
ધરી રૂડાં વસ્ત્રો નવીન કરતી લેપન ઝુકી;
સદા જે ધારંતી શિષપર સુમાલા મણી તણી,
સભામાં તે ઉભી અડધ શરીરે વસ્ત્ર વિંટળી. ૧૧

દિસે તેનાં ગાત્ર ચકચકિત ક્રોધાંકુર વડે,
દિશે દિક્પાળો તો નજર સ્થિર રાખી નવ શકે;
ઉભી જાણે વેલી કનક તણી ત્યાં કૌરવ કને;
રહ્યા લોભે પાપી મનમહીં બુરે સ્વાર્થ ધરીને. ૧૨

સતિનું તે વસ્ત્ર તરત ગ્રહી દુઃશાશન વદ્યો,
"નૃપાં કે તું બેશ ! વશ થઇ અમોને તું સુખ દો."
કુદી ક્રોધી બાળા પ્રલય કરવા શું જગતનો !
વદી સામા વેણુ અધર દબવી ફાડી નયનો. ૧૩

## મન્દાક્રાન્તાવૃત.

“જા! જા! પાપી ધિઃક્ ! ધિઃક્ ! તને બોલતાં શર્મનાવે ?
તેના અંકે ભીમ તણી ગદા બેસશે ! શું સતાવે ?
હાર્યા પોતે પ્રથમ ધુતમાં ધર્મ રાજા સ્વપિણ્ડ,
મૂકે નારી કયમ કરી ધુતે જેહ સ્વામિત્વ ખંડ.” ૧૪

આપો કોઈ ઉત્તર મુજને વૃદ્ધ બેઠા સભામાં,
સ્વામી મ્હારા અતુલ બળીયા કોપશે આ સભામાં;
વારી રાખે ધરમ ધરમે ભીમ અર્જુન સામા,
તેથી બેઠા વડીલ વચને, શું કરે તું ઉધામા. ? ૧૫

મ્હારી નાંખે સકળ તમને કૌરવોને ઘડીમાં,
વ્યાપ્યો ક્રોધ ભીમ ઉર વિષે ગર્વ હાવે કરોમાં;
સદ્ધર્મી આ વચન ન વદે તેથી માંડયા કુકામા,
જાણો સર્વે યમ વશ હવે ભીમ ક્રોધી કરોમાં? ૧૬

શંભુ સાથે વિજય કરીને જે મહાશસ્ત્ર પામ્યા,
રાખ્યો ત્વષ્ટા મયઅસુરને ખાંડીવારણ્ય બાળ્યાં;
વ્હાલા છે જે ત્રિભુવનપતિ કૃષ્ણને તે ન જાણ્યા,
ત્યાગો પાપી દુર્મતિ હવે પાર્થ ક્રોધી કરોમાં. ૧૭

હા ! દુર્બુદ્ધે ! નિકટ તમ છે નાશ આ બુદ્ધિ સૂજી,
બેઠા તાત વડીલ થઇને પુત્રમાં બુદ્ધિ બુઝી;

આપે જ્ઞાન વિદૂર વિનયી તોય સદ્દબુદ્ધિ નાવે;
કાં ! થાવાના સકળ ક્ષય આ કૃષ્ણને એમ ભાવે." ૧૮

## ઉપજાતિવૃત,

અધર્મી દુર્યોધન તર્ત ઉઠયો, યથા અહિં ક્રોધ કરી વછુટયો;
અહીં સુબાળા પટકુળ ગાજ્યો, સભા વિષે ત્રાસ વિશેષ વ્યાપ્યો,
રામા રડે છે પ્રભુને સ્તવે છે ઉગારવા દુષ્ટ થકી કહે છે. ?

રમાપતિ નામ મુખે રટે છે,
મધુ રિપુને હૃદયે સ્મરે છે. ૨૦

કર્યું કરિ રક્ષણ આહ્યથી તેં,
ઉગાર્યું ગોકુલ ધનેથી પ્રીતે;
ભૂમિ તણો ભાર ઉતારવાને,
પ્રભુ મ્હને સ્હાય કરો મુરારે ! ૨૧

બળેથી પાપી પટકુળ ખેંચે,
તદા નવું વસ્ત્ર નીચેથી દિસે.
અનેક વસ્ત્રો સતિને શરીરે,
ધીમે ધીમે નિકળતાં હતાં રે. ૨૨

સભાજનો વિસ્મય થાય ભારે,
કહે સહુ ધિઃક્ અધર્મીઓને;

સાત તણો કૌરવ શાપ પામ્યાં,
હવે સુખો કૌરવના વિરામ્યાં. ૨૩

પ્રભુ થયાં દ્રૌપદીથી પ્રસન્ન,
સતિ તનુ અમ્બરથી પ્રપન્ન;
અધર્મથી કૌરવ આસ્ય ખિન્ન,
સભા થઈ ત્યાં બહુ છિન્નભિન્ન. ૨૪

સતિ ગઈ જ્યાં ધૃતરાષ્ટ્ર બેઠા,
પગે પડીને રડતી સુબાળા;
અધર્મથી પાણ્ડવને હરાવ્યા,
સહો શું ! અન્યાય તમે સૂતોના ૨૫

પુષ્પિતાગ્રા.

મધુર વચન સાંભળી સતીના,
વધુ શમવન્ત સુપુત્ર અંબિકાના;
"દુરમતિ દૂર્યોધને તમોને,
અનુચિત કર્મથી દુઃખ આપીચુંરે ! ૨૬

ધન્ય ધન્ય સતિ હું પ્રસન્ન છુંરે,
પુનરસમર્પુ છું રાજ્ય પાણ્ડવોને;
નિશદિન સુખમાં રહો મચીને,
ધુતગત સર્વ સમર્પુ છું તમોને. ૨૭

અબુધ અધમ છે કુપુત્ર મ્હારા,
નહીં સમજે વર ગુણ જે ત્હમારા,
કપટ કલહથી વિમુખ છું હું,
અવિચળ ર'હો સહુ રાજ્ય પાણ્ડવોનું. ૨૮

॥ શ્રી રસ્તુ ॥

## શ્રી શંભુ સ્તુતિ.

અહો ! ભોળા શંભો ! ગુણ રહિત યોગેશ્વર મહા,
સમાધિ સાધીને અલખ અખિલાનન્દભજતા;
વિદેહી વિશ્વાત્મા વિરૂપ મળી માયા ત્રિ-ગુણમાં,
વળી માયા કીધી સગુણ મનુજોની રમતમાં. ૧

શિરે ધાર્યા સર્પો શશિ રવિ અને અગ્નિ ગુણમાં,
ત્રિનેત્રે રાખ્યા છે જગત તણી માયા ચલવવા;
શશી નેત્રે વૃદ્ધિ રવિ દૃગ થકી પુષ્ટિ કરતા;
કરો છો સંહાર અનલનયને કાળ રૂપમાં. ૨

મહા ક્રોધી શંભુ મદન મદ મોડયો અનલથી,
ગણાયા યોગીન્દ્ર વશ થઈ બળ્યો કામ તમથી,
ઉતારી ગંગાને ભગીરથ નૃપે સ્વર્ગપરથી,
જટામાં ઝીલી તે અનુપમ ધર્યો પ્રેમ મનથી. ૩

અહો ભોળા શંભુ ! અસુર વળી ભકતો તમ તણાં,
જરા ભક્તિ દેખી પ્રસન્ન ઝટ થાતા હૃદયમાં;
અતિ ભોળા ભોળા નહિ કપટ બુદ્ધિ હૃદયમાં,
નમું છું હે શંભુ ! મુજ દુઃખ કરો દૂર પળમાં. ૪

નમું છું હું બાળ હરહર ઉમાકાન્ત ત્હમને,
અવિદ્યા સંયુક્ત મુજ હૃદયમાં દુઃખ અતિષે;
સમિપે આવીને નજર કરી મીઠી કર ગ્રહો,
ઉગારી દુષ્ટોથી સુખમય મને શાશ્વત કરો. ૫

ન જાણું ભક્તિ હું નિશદિન રહ્યો પાપ કરતો,
ન પામું ઉદ્ધાર કદિ નથી કર્યાં કાંઈ સુકૃતો;
રટું છું હું નામ કરી કરી જરા આવી કવિતા,
શુણીને આ શબ્દો ઝટ ઝટ ઉઠો સ્હાય કરવા. ૬

પિતા પાસે ઉભો નયન કરી નીચા તનય જે.
રહ્યો જોડી હસ્તો મુખ થકી નહી શબ્દ નિસરે;
લહે છે સંભાળ જનક સૂતને તો હરખીને,
ગણી તેવો હું ને ગ્રહણ કરી લ્યો પ્રેમ કરીને. ૭

**સમાપ્ત.**



# ॥ श्री सोमनाथस्तुतिः ॥

बसन्ततिलकावृत्तम्

पायात्सनः प्रथम पूजित पाद पद्मः ।
हेरंब भूषित बृहत् दूर भाग देशः ॥
राकाहिमांशुधवलाकृतिराजमानः
सोमेश्वरः प्रथित मंगल नाम धेयः ॥१॥

पायात्सनो गिरि वरेन्द्र सुता सुदारः ।
दोषा करार्द्ध विलसच्छुभ चूड भागः ॥
भूत्यानु लिप्त निज शुभ्र तनुं दधानः ।
सोमेश्वरः प्रथित मंगल नाम धेयः ॥२॥

पायात्सनोब्ज जहरि प्रमुखैः प्रनम्रैः ।
देवैः कृतार्चन विधिर्जगतां प्रपूज्यैः ॥
नंदिश्वरार्पित पदाब्ज युगः स्मरारिः ।
सोमेश्वरः प्रथित मंगल नाम धेयः ॥३॥

पायात्सनो हरि पदाब्ज रजांग भूतां ।
धर्ता त्रिलोक प्रथितां कलि कल्मषघ्निं ॥

भागीरथिं निज जटां तरसं चरंतिम् ।
सोमेश्वरः प्रथित मंगल नाम धेयः ॥४॥

पायात्सनः सुकरुणा निधि रेष देवः ।
संसार सागर निमज्जन कर्म शीलान् ॥
बद्धान्सु मोह दृढ शृंखलया स्वकीयान् ।
सोमेश्वरः प्रथित मंगल नाम धेयः ॥५॥

॥ इति शिवम् ॥

**पुरुषोत्तम कुबेरजी शुक्ल—मोरबी.**

---

# આભાર.



મારા લઘુ બન્ધુ શ્રીયુત્ પુરૂષોત્તમ કુબેરજી શુકલ જેઓ સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવામાં બહુ ખંત રાખે છે તેમણે **सोमनाथ स्तुतिना** પાંચ શ્લોક મોકલાવ્યા છે તેથી ઘણો હર્ષ થાય છે અને તેમનો ઉપકાર માનું છું. વેરાવળ તાલુકા સ્કુલના હેડમાસ્તર રા. રા. ડાહ્યાભાઈ પ્રભુરામે તથા વકીલ રા. રા. ઓધવજી રણછોડે પ્રુફશીટ સુધારવામાં મને જે સહાય્ય આપેલી છે તે ખાતર તેમનો આભાર માનું છું.

અત્રેના શેઠ રા. રા. મદનજી જુઠાભાઇએ આ પુસ્તક પ્રગટ કરવામાં બહુ મદદ આપેલી છે તેથી તેમનો અત્યંત આભાર માનું છું.

श्रीरस्तु.

ભાઇશંકર કુબેરજી શુકલ.



# ટીકા.

અભિનન્દન—શ્લોક ૧ પુનીત=પવિત્ર. ચરણ સ્પર્શથી હૃદયમાં દિવ્યજ્ઞાન સ્ફુરે છે તે ભક્તિનો પ્રભાવ છે.

શ્લોક ૨—સરસ્વતિના ચરણ રજનો મહિમા.સંગ્રહુ=ભેગી કરૂં

ભારતભૂમીને સાંત્વના—શ્લોક ૧—મ તા તે ભારતભૂમી સ્વદેશ જનની એવો અર્થ લેવાનો છે.

શ્લોક ૧૦ પોષક પિતા તે રાજ્યકર્તા ભૂપાળ. અહીં સપ્તમ એડવર્ડની ભાવના લેવાની છે.

જરા ગ્રસ્ત પુરૂષને શિક્ષા—શ્લોક ૫—આગાર=મહેલ.

૧૧—જરા=વૃદ્ધાવસ્થા,

૧૨—અસ્થિ=હાડકા.

ગૃહીણી—૧—

૨—શશીસુન્દરશાં=ચન્દ્ર જેવા સુન્દર બાળકો.

અમીપુર્ણ=અમૃતમય ( અન્ન ).

૩—અંક=ખોળો.

૪—પ્રમોદ—આનન્દ.

૬—દગે=નજરે. 'વ્યવહારીશું=વ્યવહારીનો અથવા વ્યવહારીમાં.

૮—ગિરા=વાણી.

મૈત્રીબળ—૧—પ્રેમારણ્યે=રણસંગ્રામને પ્રેમનું અરણ્ય એટલે પ્રેમની પરિક્ષા થાય તેવી જગ્યા કહ્યું છે,

બહિર પ્રિયતા—બહારથી મીઠું મીઠું બોલવું.

૩—અનુમૃત્યુ=પાછળ મરવું.

ઉનાળાની સાંજે સરિતાતટ—૧—નિદાધ=ઉનાળો. સરિતા=નદી. સમીર=પવન.

૨—સલિલ=પાણિ.

૩—નેત્રોત્સવ=આંખને ઉત્સવરૂપ.

૪—યુથ=ટોળું. મુદીત=ખુશી.

૫—ખગ=પક્ષિ.

૬—વ્યોમ=આકાશ. તરંગો=મોજા.

સંસાર—સરિતામાં પડેલા જીવાત્માનો અનુભવ—શ્લોક ૧લો. તરંગિણી=નદી સંસારને ઉન્મત્ત નદી કલ્પી છે તેમાં દાખલ થતાં જીવ પોતાનો અનુભવ વર્ણે છે.

શ્લોક ૩—અંતઃકરણમાં જે મેલ છે એટલે પાપ બુદ્ધિ કુવિચાર આદીનો નાશ કરવા નદીમાં પડયો, પણ નદી તો શરીર ઉપરનો બહારનો મેલ કાઢે છે. અંદરનો નહી. પણ ખોટો અધ્યાસ થાય છે કે અંદરનો મેલ પણ કાઢશે. તે ભ્રાન્તી છે.

૪ થી ૧૦—ઉન્મત્ત અને પાપી પુરૂષોનું ચિત્ર. આ ગરીબનું દુઃખ. મહીધરો=પર્વતો ગ્રાવા=પથ્થરો.

૧૧ અને ૧૨—માયાનું ચિત્ર=લાભ અને નાશ. ક્ષણમાં નષ્ટ થાય એવું સંસારનું વિચિત્ર સ્વરૂપ.

૧૩ થી ૧૭—સ્ત્રી પુરૂષોનો વિચિત્ર વ્યવહાર અન્યોક્તિ.

વર્ષા—ઉપમાલંકાર=સજીવારોપણ ભાવ.

શ્લોક—૧-વિનીત-નમ્રત વર્ષા-નવોઢા આગમન. મેઘ રૂપી રથના મેઘ રૂપી ઘોડા અને તોયધારી—મેઘ રૂપી સારથી

એવા રથમાં બેઠેલી વર્ષા આવે છે. રથનો અવાજ તે ગર્જના. આ રથ મેઘ—cloud નો છે.

૨—પ્રાણેશ મેઘ - Rain વર્ષાદ અગણીત સખી શ્રીહરીયાળી= વનસ્પતી અગણીત ખીલી નિકળી તે વર્ષાની સખીઓ છે. ઇલા-પૃથ્વી, ને મેઘની બીજી સ્ત્રી અને વર્ષાની સપત્નિ વર્ષા આવવાથી વનસ્પતિ ઉત્પન્ન થાય છે પણ પૃથ્વીને રાજી કરવાને તે સર્વ વનસ્પતિ પૃથ્વી ઉપરજ પૃથ્વીની પાસેજ રાખે છે-તે મેઘની અત્યંત પ્રીતી મેળવવાનું અને સપત્નીને રાજી રાખવાનું સાધન કર્યું છે. ઉત્પેક્ષા અલંકારછે.

૩--મેઘને વર્ષાની રતિ કીડાનું વર્ણન.

૪ અને પ્રેમ આલાપ.

૫—વિઘ્ન-અન્યનું આગમન અપૂર્વ પ્રેમમાં વિઘ્ન આવી એવો કિંચિત્ ભાવ નીકળે છે અને મેઘની વ્યભીચાર દૃષ્ટિ તે કામાન્ધનું સ્વરૂપ બતાવે છે.

૬—સુશીલ સતિ સ્ત્રી-નદી છે જે વર્ષાને વિનવે છે. મેઘને વ્યભીચારી ચાળા કરતો અટકાવે છે. વર્ષાદ વખતે નદી જરા શાન્ત થઈ જાય છે વર્ષાદ બંધ થયા પછી જોસમાં આવે છે.

૭--ધીરો દત્તા નાપીકા વર્ષા છે.

મારા વ્હાલા પુસ્તકોને—અંગ્રેજી કવિ રોસ્કો, દુર્બળ સ્થીતીમાં આવવાથી તેના પુસ્તકોની હરાજી તથા લુંટાલુટ થતી હતી ત્યારે તેના મુખમાંથી કાવ્યરૂપે આ ઉદ્દગારો નિકળેલા

છે. તેકાવ્યનું ભાષાન્તર છે. Sketch Book માંહે આ કાવ્ય ઇંગ્રેજીમાં છે.

કાળને નદીની ઉપમા—અંગ્રેજ કવિ કાઉપરના "The comparison" નામના એક ન્હાના કાવ્ય ઉપરથી ભાષાન્તરછે. નદીનો પ્રવાહ અને કાળનો પ્રવાહ બધી રીતે સરખાં છે ફેર માત્ર એટલોજ કે નદી જ્યારે પુરજોસમાં આવે છે ત્યારે સર્વ પ્રદેશને ફલદ્રુપ કરે છે. પાક ઉત્પન્ન કરે છે. પણ વખતનો ઉપયોગ કર્યે ઉત્તમ છે પણ જો નકામો કાઢ્યો તો માણસને સુસ્ત તથા એદી કરે છે. એ ભાવ છે.

મનુષ્યજીવનનું સપ્તાંકી નાટક—અંગ્રેજ કવિ શેક્સ્પીઅરના "As you like it" નામના નાટક માંહેના એક કાવ્ય The seven ages of man" નું ભાષાન્તર છે.

શ્લોક ૧—લય–નાશ ( આ શબ્દ વધાર્યો છે કારણ કે સૃષ્ટિ સ્થીતી અને લય તે ન્યાય અનાદી છે.

૨—વમન–ઉલટી–ઉછંગ–ખોળો (મુળમાં Muses arms) છે પણ તે બદલી માતાના ખોળામાં લોટવું હીન્દુ સમાજને પ્રચલીન છે.) છેલી બે લીટીઓ ઉમેરી છે કારણ કે તેથી વિશેષ ભાવ બતાવાય છે.

૫—Seeking Bubble reputatian in Canon's month તેને બદલે છેલ્લું ચરણ રાખ્યું છે તેથી ભાવ સચવાશે.

૬—With good capon lined ને બદલે " સુન્દર ભોજનો " રાખ્યું છે.

૭—Ponch on side—અહે પછેડી લખ્યું છે તેથી હીન્દુ વૃદ્ધ પુરૂષનું ચિત્ર ભાવના સ્ફુટ થાય છે.

૮—છેલ્લા બે ચરણ ઉગેર્યા છે.

૯—યમના પંજામાં પડવાથી સમાપ્તી કરી છે તેથી પરીપૂર્ણ ભાવ મનુષ્ય જીવનના આવી જશે.

સંસારમાં સ્ત્રીની પદવી—શ્લોક ૧ લો—શિવ—પરબ્રહ્મ ધાદ નિદ્રામાં સુતા હતા ત્યારે માયા અભિન્ના, જુદા રૂપમાં નહી પણ વ્યાપ્તી રૂપે વળગેલી નહીં આવી રીતે સૃષ્ટિ પૂર્વે સર્વ બ્રહ્મ મય હતું પછી પરબ્રહ્મની ઇચ્છા થઈ સ્વર નીસર્યો કે **एकोऽहं बहु स्याम्** તેથી બ્રહ્મ તે ઇશ્વર કહેવાયા અને માયા જુદી થઈ જુદી ઉભી રહી પણ તે માયા ઇશ્વરના હુકમથી.

૨ જો—તે માયા અને ઇશ્વર એકજ છે ઇશ્વરે સૃષ્ટી રચી કહો કે માયાએ રચી કહો તે બરોબર કારણ કે ઇશ્વરની સત્તા શક્તિ તે માયા જેમકે "દેવદત્તની શક્તી આ કામ કરવામાં છે" તેજ શક્તીને જુદુ રૂપ આપો અથવા તો દેવદત્ત પોતેજ કહો તે બધું એકજ છે તેમ માયા તે ઇશ્વરની શક્તી સત્તા Prowers Powe'r છે. તેવીજ રીતે સ્ત્રી અને પુરૂષનો સંબંધ છે.

૩—સ્ત્રીની આવશ્યક્તા.

૪ થો—સ્ત્રીને દુઃખ દેવાથી અશ્રેય છે.

૫ મો—માયા-સ્ત્રિ બે જાતની છે દૈવી માયા અને આસુરી માયા એવા બે ભેદ કહ્યા છે.

૬-૭—આસુરી ને કેમ વશ કરવી તે બતાવ્યું છે.

૮—દૈવી માયા-સ્ત્રીનું સ્વરૂપ.

પરમ સુખી જીવાત્માનું અવસાન ગીત—સંસારના અત્યંત ઉત્કૃષ્ટ સુખ કોઈ પણ મનુષ્ય પામે જ નહીં છતાં અપૂર્વ સુખ પામેલો કોઈ મનુષ્ય કલ્પ્યો છે અને તેના અવસાન સમયે તેની વાણી આ કાવ્યમાં છે.

શ્લોક "મળી લે છેવટે ઓ તું"—હે સંસારના સુખ! હવે તને મળીશ નહીં કારણ કે મોટા સુખનો લાવો લેવો છે તેથી તને ભુલી જઇશ. પણ હે સુખો! તમે મને સુખી રાખ્યો છે તેની પ્રેમની નીશાની ખાતર ભેટી લ્યો. આ અભેદાનન્દી મનુષ્યનો સુખમય માર્ગ છે.

પ્રભાત શ્લોક—હર્મ્ય તલે-અગાશી ઉપરે તુષાર-ઝાકળ.

૫-નિકેતન-મન્દીર.

એક ગૃહસ્થજનનો આર્ત સ્વર—દર્પ-અરિ-દર્પનો દુશ્મન-દુઃખ
કાવ્ય એક ગ્રહસ્થ મિત્રના દુઃખ સમયે તેના કહેવા ઉપરથી કરેલું છે.

કૃષ્ણ-અર્જુન સંવાદ—શ્લોક ૨-પ્રસ્વેદ-પરસેવો.

ભગવત્ ગીતાનો કિંચીત્ સારાંશ આવે છે તે સ્પષ્ટ છે તેથી વિશેષ લખવાની જરૂર નથી.

એક દિવ્ય બાળાનું આર્યબાળાઓને નિમન્ત્રણ—શ્લોક ૩-મહિ
મોહીની-જગતની માયા.

દ્રૌપદીનું એક ચિત્ર-શ્લોક ૧—વસન-પટ-લુગડાનો છેડો. વિનય
શ્રિ-વિનયરૂપી જેમાં શોભા છે એવી હે સ્ત્રિ. આસ્ય-મુખ.
૩—કૃષ્ણને પુજવા કેમ ચુકી તે કહી ભીષ્મની પ્રભુ તરફ
ભક્તિ દૃશ્યમાન થાય છે.
૬—નયનથી વચન વદતી—મુખથી તો બોલી શકતી નહીં
જાણે કેમ નયનથી બોલતી હોય તેમ સ્તુતિ કરતી જણાતી
૭—તન્વંગી-પાતળા અંગવાળી.

વસન્તા ગમન—૧-મનોજ્ઞ-મનને પસંદ પડે તેવાં.
૩-પ્રસૂત-પુષ્પ.
૪—દ્રિજવરો-પક્ષીઓ.

કૌરવોની સભામાં દ્રૌપદી-શ્લોક ૨—સુરભિ-ગાય જેવા નમ્ર-ગરીબ.
૪-ઋતુવતી-રજસ્વલા.
૫-અવભ્રથજલે-યજ્ઞ સમાપ્ત થયા પછી જે સ્નાન યજમાન
કરે છે તે અવભ્રથ સ્નાન કહેવાયછે તે અવભ્રથ સ્નાનના
જલથી કેશ હજુ ભીના છે.
૬-વામેથી-બીજા હાથથી.
૧૯-અહી-સર્પ.
૨૦ મધુ રિપુ-મધુનામના રાક્ષસના શત્રુ-વિસ્નુ.

———